26 18 – [illegible]

# અક્કલનો ઓથમીર

અથવા Reg. No. 387

# ગામડીયો ગમાર.

## ( હાસ્યરસથી ભરપુર વાર્તા )


લેખક,

સ્વ૦ મણિલાલ એન. બોડાવાળા.





પ્રકાશક,

ધી "ગુજરાતી" સાહિત્ય મંદિર.

સલાબતપુરા–સુરત.

સોલ એજન્ટ—શ્રી "નવચેતન" પુસ્તકાલય.

ટાવરરોડ, પોલિસ ચોકી સામે–સુરત.





આવૃત્તિ ૪ થી. [illegible] પ્રત ૨૦૦૦.

સુરત બરહાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ"
પ્રિ. પ્રેસમાં રઘુભાઈ લલ્લુભાઈ દેસાઈએ છાપી.


કીમત ચાર આના.

શું તમોને તમારા પૈસાનો બચાવ કરવો છે જો તમોને મોંઘી દાટ બે ત્રણ રૂપીઆની કીમતની નવલકથા ખરીદ કરતાં સસ્તામાં આનંદ લાવવો હોય તો જરૂર આ સારરૂપ વાર્તા ખરીદો.

# વીર દુર્ગાદાસ

રાઠોડ સરદાર દુર્ગાદાસના અદ્ભુત પરાક્રમની કથા જાણવી હોય તમારા બાળકોને સ્વદેશ પ્રત્યેની ફરજોનું જ્ઞાન આપવું હોય તો આજેજ ખરીદો.

**બહારગામવાળાએ છ આનાની ટીકીટ બીડવી.**

**મૂલ્ય માત્ર પાંચ આના.**

---

તૈયાર છે ? તૈયાર છે ?

**ધનવાન થવાનો સહેલો ઉપાય.**

# હુન્નર સાર સમુદાય

## ( સેંકડો હુન્નરોનો સંગ્રહ )

**કીંમત માત્ર આના આઠ.**

બહારગામવાળાએ નવ આનાની ટીકીટો બીડવી

લખો,
ધી "ગુજરાતી" સાહિત્ય મંદિર
સલાબતપુરા—સુરત.

શ્રી ૧૧

શ્રી ગણેશાયનમઃ

# અક્કલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

અછ! અમે તો જરૂર મુંબઈ જઇશું!

સુરત બંદરની પાસે બારડોલી તાલુકાના. મોતા ગામમાં, ધનાભાઇ કરીને એક કણબી રહેતો હતો. ગામના સૌ લોક તેને ધનાપટેલ કહી બોલાવતા. ધનાપટેલ ઉમરે ત્રીસ વર્ષના, બાંધી દડીના શરીર-વાળા એક મહાવર જુવાન હતા. સંતતીમાં આપણા ધનાભાઇને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રને સૌ કોઇ દીઆળીના નામથી બોલાવતા, અને પુત્રીને અરખીના નામથી ઓળખતા. દીઆળીની ઉંમર આશરે આઠ વર્ષની હતી, અને અરખી ચાર વર્ષની હતી બન્ને

આગેકેની માતાનું નામ જમના હતું. જેને ગામલોક તરફથી પટલણનો ખેતાબ આપવામાં આવ્યો હતો, જેથી ગામના નાના મોટા સૌ તેને પટલણ કહીનેજ બોલાવતા. જમના પટલણની ઉમ્મર સત્તાવીશથી અઠ્ઠાવીશ વર્ષની હતી શરીર જરા શ્યામ, પણ ચ્હેરો દેખાવડો હતો. વળી ગામડીયો સંસાર ગબડાવવાની બુદ્ધિ સારી હતી જેથી તેઓ આખા ગામમાં પંકાઇ રહ્યા હતા. ધનાપટેલ બાપુકો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા હતા તેમ તે ચલાવવા તેઓની પાસે સાધન પણ પુરતું હતું ધનાભાઇ પાસે પોણોસોથી સો વીઘા સુધી બાપુકી જમીન, ચાર જોડ સારા મજબુત બળદો અને ગાયો ભેંસોનો સારો જથો હતો. તેમજ નોકર ચાકર વીગેરેનો પણ સારો જોગ હતો.

આપણા ધનાભાઇ ગામડીયા ગામના પ્રમાણમાં બહુ સારી સ્થીતીવાળા તરીકે મોતા ગામમાં પંકાઇ રહ્યાં હતાં. ફક્ત અફસોસ અને ગમગીનીની વાત તો એજ છે કે બિચારાને બુદ્ધિ સાથે બારમા ચંદ્રમાનો જોગ હતો. પોતે બુદ્ધિમાં બુડથલ, દેખાવે બાહુક જેવા બીહામણા, લથરપથર! ગમારનો પહેલો નંબર ધરાવતા. તેઓએ તેમની આ વીશ વર્ષની જીંદગીમાં મુસાફરી કરી હશે? તો ફક્ત મોતાથી બારડોલી સુધીજ? તે પણ વળી કદી કોઇ કામનો પ્રસંગ આવે તો વર્ષે બે વર્ષે એકાદ વખત આપણા ધનાભાઇ બારડોલી જાય ત્યાંથી પણ ભડકી? ભડકી? અડધા થઇ વીલે મોઢે ઘેર આવે, અને જમના પટલણ પાસે આંસુ લુછાવે. આટલી બધી બુદ્ધિની બલીહારી છે છતાં ધન્યવાદ તો આપણા ધનાભાઇને એજ આપવાનો છે કે પોતે જડ? જડ? અને આપમત કરવાના કામમાં એક્કો કહેવરાવી રહ્યા છે.

પટલણ—હે ? હું કયું ? મુમ્માઇ ? જવા દો ! જવા દો ! છાનામાના એ મુમ્મઇ ! મુમ્બઇમાં આંપડે હારૂં હું કામ છે ! એ છછરીના ? મુમ્બઇના વેદની—તમને કાં ખબર છે ? ઇતો હાર બનમેછતું આવે તીને મુમ્મઇ ! બીજાને તો હારી મુછીબત ?

પટેલ—મુછીબત વરી હાની ? આપડો ગોપારીઓ તંઇ છેની ? છું છમજી ?

પટલણ—તે ગોપારની વઉએજ મને વાત કરી ! કે કાકીજી ! બઇરૂ હારૂ મુમ્બઇ ! હારૂ કંઇની હારૂ ! ગોજુ ! ગોજુ ! ને ગંદુગારઅ હારૂ નાહી ! નહી ! કે થરીઓમાં રેવાનું ! રાંધણી પણ તેજ ! ને ને નાવણી પણ તેજ ને હારૂ ! હુવાનુ પણ તેજ ! હરૂં અકરઇ ? ને ગુઅરઇ જવાય ? સુતું એ મુમ્મઇ ! આપડે નઇ જઇએ બા ! વરી તમને ખબર છે ? હારૂ ! મુમ્મઇ ગામમાં વાડાનું તો નામજ નીમલે ! ને કુવો ગો કેથો ાઇ ઘરમહગ ! બરમહરામાં એ.મ તીયારે બાકી તો બબામાંથી કુસુક ! કુસુક ! કલાકબણુ પાણી અવે ! તીમાંથી હવાએ ભરી લેવાનું ! એ હારી મુછીબત ની ? તીઆરે હું ?

પટેલ—જા ! જા ! હારી ગાંડી ! એવું તે હોય ! મમ્મઇ ! એ તો બછ મમ્માઇજ છે ? હેલા માસ્તરને તે આજેજ મે નુછપેપર હાભરૂં ! બછ મમ્મઇ જોયું નથી. તેની હારાની જીંદગી રદ છે ? છું છમજી ? આપડે પણ હવે નીછય કઇરૂ કે બછ મમ્મઇ તો જવુંજ ?

પટલણ—નીછય તો કઇરૂ ? પણ એ પેન ખોટો ! આપણુને પસંદ નથી હાર ! એકનો તમારો છભાવ ઓલીયો ! વરી કોઇ દીવછ ! મોતા ગામના પાદર બાર નીકરેલા નઇ ! ને આમ ઉસ ! મુસ ! ને ભુસ ! મુમ્મઇ જવા તીઆર થાઓ ! એ હારૂ ગમાર જેવું નઇ તો બીજું હું !

**પટેલ**—હાહરી ? તું તો બઉ ડાઇ થેઇ ગઇને હું ? હારી ઉં મમ્મઇ જવા નીકળ્યરો ? તીઆરે કેતી છે ? ગમાર જેવું. હારીને વીઆણ જવું ઓય તો જર ચાલવા માડે ? આ ખરો ઇન્છાપ ? આ હાભરવું ઓય તો હાંભરી લે ? આપડે તો જરૂર મમ્મઇ જઇહું ? હું છમજ્યો ?

એ પ્રમાણે ટપોટપી આપણા ધનાભાઇની પરસાળમાં ચાલી રહી છે એટલામાં અચાનક બારણું ખખડયું અને એક બાવીશ વર્ષનો જુવાન. કેમ ? પટેલકાકા ? કરતો અંદર ઘુસ્યો.

આવરે પોર્યા ? મોરીયા અતીયારે કયાંથી ભૂલો પઇડો ?

**મોરીયો**—અરે ! નહીરે પટેલકાકા ? એતો જરા છનીઆ દુબરાને તે ગએલો ? પાછા ફરતા તમારી પરહાળમાં દીવો બરતો જોયો ? હારૂ વીચાર કઇરો કે ચાલો જરા પટેલકાકાને છલામ ભરી આવીએ ?

**પટેલ**—મારો હા...રો ? પાકો ઉછતાદ ? ખરા ટાંકણાછર આવી પોંઇચો ! ઠીક ? તઇને હાંભર પોર્યા મોરીઆ ? અવે તો તારા પટેલકાકા મમ્માઇ જવાના ? હું છમજો ?

**મોરીયો**—જાઓ ? જાઓ ? પટેલકાકા ? ગરીબ માણછની મહકરી હું કરતા ઓહો ? તમારે વળી હું દુઃખ છે ? કે મમ્મઇ જાઓ ?

**પટેલ**—હત ! છછરા ! ગધેડા ! હારા જીને દુખ ઓય ? તેજ મમ્મઇ જતા ઓહે—કેમ ? છછરો ! અક્કલવગરનો ! હારો ? મમ્મઇનો નાટાલ ! ધનુભાગ બધે ફરી આઇવો પણ હારો તીવોને તીવોજ ? જો હાંભર ! આ ઉં તને છેલ્લાજ શબ્દો કઉં છું ! બઉ આપડે તો અવે જરૂર મમ્મઇ જવાના ? હું છમજો ?

મોરીયો—મે કીધું તે અક્કરે અક્કર છમજો ! પણ એ કાકા આ કાંઈ કેમ ઉદાસ થઈને બેઠા છે ?

પટેલ—એ હારી રમ્મઈનીજ મોંકાણ તો ! એ કે નથી જવું ને મારે બઉ જવુ !! શું છમજો ?

પટલાણુ—તમારે તો બઉ જવું ? છે કાંઈ બીજી ફીકર ? ઉછઆરીની જામ ની મલે ને બિછારા મમ્મઈ જવા નીકળરા છે ?

છમજાય ? છમાનય ? હારા ? મોરીયા ? તારા કાકાને ! મુમ્મઈ જેવા મોટા ગામમાં ગમાર જેવા ક્યાંએ ગોથા ખાઈ જહે ?

મોરીયો—હાબરુ કે કાકા ? આ કાકી શું કેતી છે ? ગમાર જેવા તે હારી વાતે હાચી ! એવા મોટા ગામમાં તમને અકરામણ થાઆ વગર તો રેજ નહિ ?

પટેલ—હત હરામખોર ? હારા મુરખ કેથેનો ? હહરો ! તું પણ બઈરા કે તે હાચુ માનતો છે ? આટ દાડા જોવા જીએ તેમાં હું અકરામણ થવાની ઉતી. હરૂ ! જરા ફરી આવીહું ? હેલ કરી આવીહું ?

મોરીયો—હેલ તો ખરી ! પણ એ હારો જરા વેડ વહગો તો ખરો ? તમે મોતા ગામ મુકી બાર ની નીકરેલા ને એકદમ ઉચ ! મૂચ ! ને ભુછદેતેકને મમ્મઈ જવા નીકરી પડો ? તે હારૂ વખતે ભડકી ! બડકી જાઓ તીઆરે હું વેડ થાય ? કેમ કાકા બોઈલા નઈ ? જરા ટાપછી પૂરો ?

પટલાણુ—હોવે ! જોની મોરીયા આવી ગાંડી ઘેલી વાતો કરે છે ? એ બિચારા મુમ્મઈના છપાટામાં ઉડી જાય કે નહિ ? કે ! જોઉં ? મોરીયા ઉડી જાય કે નહિ ?

મોરીયો—અરે બઉ તોબા કરો કાકી ? એમના તે તેં હું બાર કાઈડા ? એ હારૂ ! મમ્મઈ જવું તે રમત બમત છે હું ? નીરે

ભાઇ ની ? આપડી ધાનતો કંઇ બેઠતી નથી ? એ...છમજ્જે ? પટેલ કાકા છમજી જાઓ ?—મુમ્મઇ જવાનું રેવા દો ? ચાલો મારી હાથે કાલે છુરત ? જુઓ તો ખરા છેલ ?

પટેલ—અરે ચલરે ? અજામભાઇ ? તારા છુરતની એછી ? તેછી ? છાતવાર ? છું છમજે.

બછ અમે તો જરૂર મમ્મઇ જઇછું.

આપણા ધનાભાઇના ભેલા કડાકાની સાથે બિચારો મોરારજી હજામ તો ચુપચુપ પસાર થઇ ગયો. જમના પટલણ પણ ધબોધબ બારણાં ઠોકી, દીવો ધમાએનમાઃ કરી ઢોલીયા ઉપર મુગે મોઢે સુઇ ગયા. તેઓ પોતે પણ ગુસ્સામાંને ગુસ્સામાં નીંદ્રા દેવીને આધીન થયા.

## પ્રકરણ ૨ જું.

### છાબાછ ! માછ્ટર છાએબ છાબાછ !

પ્રિય વાંચક, થયું બીજા દિવસનું પ્રભાત, અને આવી બિચારી જમના પટલણની કમબખ્તી આપણી જમના પટલણ દાતણ આદી સ્નાન સંધ્યા કરી, ઢોરો વીગેરેની વ્યવસ્થાથી પરવાર્યાં, ત્યારે આસરે આઠેકને સુમારે આપણા ધનાભાઇ આળસ મરડી પથારીમાં બેઠા થયા તંબાકુ ખાવાનો ટોપલો ખોળામાં લઇ, આરસો મઝાનો આંગળ, આઠેક લાંબો અને એક ઇંચ જાડો બીડો બનાવ્યો. ઉપર દેવતાનો અંગારો મુકી, સળગાવ્યો ધુમાડાના ગોટા ઉડાવતા ધનાભાઇ પાદરે જવા ઉપડ્યા.

અહીં જમના પટલણે દાતણ વીગેરેની સગવડ કરી એટલામાં તો પટેલ આવી પહોંચ્યા દાતણ મોઢામાં નાખી મોટું મોટું ચાવી બે લસરકા આમ ? બે લસરકા તેમ લગાવી લઇ ફાડયો કરી ફેંકી અર્ધા મોઢું ધોઇ બોલી ઉઠયા !

**ધનાભાઇ**—કેમરે ! પટલણ ! પછી મમ્મઇનો વિચાર કર્યરો ?

**પટલણ**—અઇરૂં મુમ્મઇ ? ને મુઓ તમારો વિચાર હારા તમે તો દાડે દ ડે છેક ગાંડા થતા જતા છેઓ ? તો શું નીતો ! બેઠોની છાનામાના ! નીતો હારૂં કંઇનું કઇ થઇ બેઠછે ?

**ધનાભાઇ**—હારી ફાટી કે હું ? હહરી ! તું હું કેતી છે ? જા બઇ જવાના ! અમે તો આજે છાંજેજ મમ્મઇ જવાના ? શું છમજી ?

**પટલણ**—હેં ? શું કયું ? આજે છાંજે ?

**ધનાભાઇ**—હોવે ? આજે છાંજે ! છે કંઇ છવાલ ? બોલી દે જોઉં ? તું શું કેવા માગતી છે ?

**પટલણ**—હારા તમે તે કંઇ ચકડોર જેવા છેઓ કે શું ? જડકા જેવા ? હારા કંઇ છમજો નઇને માથા હું ફોડાવીઆ કરતાં છેઓ !

**ધનાભાઇ**—એ હહરી ! છમજની પૂછડી ! છીધો જવાબ નીઆલે ! ને હારી બકબક હું કરતી છે ! બઇ અવે બલાઇ ! શું છમજી આજ છાંજના જયા વીના હારો કોણ રીએ છે ! બોલ હું કેતી છે ?

**પટલણ**—થાકી બાપ હું તો તમારાથી ! હવે તો બે હાથ જોડી કેમ છું જે છમજો ! માથાની ફોડાવીઆ કરો ! ઉં તમારે પગે પડું.

**ધનાભાઇ**—તો હારી ઉંકા કમ છેય ! તું હહરી મારે પગે પડે ! તો ઉં આખોને આખો તારે માથે પડું એમ શું ! શું છમજી ?

**પટલણ**— કપાર તમારૂં ! રોયડા જેવા ?

**ધનાભાઇ**–હહરી ! કીયાર કીયારની છગ્નીઆ કરે તે તારા બાપનું ખધું છે હું ? તે હહરો મારી પાછે કંઈ માંગતો બાંગતો છે હું ? હારી–અમણેઠી ઝાલીને અફારીજ લાખ્યા ?

આ પ્રમાણે પ્રભાતના પહોરમાં આપણા ધનાભાઇને બુમો પાડતા સાંભળી તેઓના ભાઇ કેશવભાઇ આવી પહોંચ્યાં પટલણ ત્યાંથી ખસી રાંધણી તરફ ગયાં. ધનાભાઇએ કેશવભાઇને આવકાર કરી બેસાડયાં.

કેશવભાઇ કોણ છે ? તે આપણે અત્રે ખુલાસો કરવો જોઇએ. કેશવભાઇ ધનાભાઇના સગાભાઇ થાએ છે પરશોતમ પટેલે પોતાના મૃત્યુ વખતે બન્ને છોકરાઓના હીસ્સા જુદા કરી આપ્યા હતા જેથી તેઓના મરણ બાદ કેશવભાઇ અને ધનાભાઇ પોત પોતાના કુટુંબોનો જુદોજ વહેવાર ચલાવના આપણા કેશવભાઇએ બેશતાની સાથેજ રોકૂખ ધ સવાલ કર્યો ?

**કેશવભાઇ**–કેમરે ! અઇલા ધનીયા ? કીઆર કીઆરનો હું બખારા લખીમા કરતો છે ?

**ધનાભાઇ**–કંઇ નઇરે કેછવભાઇ ! એતો હારૂ અમછતુ છેજ ? મેં હારાએ આજે છાંજે મમ્મઇ જવાનો વીચાર કઇરો ! ઘરમાંથી હારી ના કેતી છે ? આપણો છગ્ગાર જરા ગરમ ? અને તાડિછ રીએલો ! એટલે હારી તકરાર થઇ ગઇ ? હું છમજ્યા ?

**કેશવભાઇ**–ઓય–તારી હાયને......ઉં ? મારો છ–છે–રો...પું તો કંઇ કંઇ મનખુમા ઉડાવતો દેછું નેહ ? હારો ગમાર ? તારે વરી તે હું કામ છે હહરા ગધેડા ?

**ધનાભાઇ**–અરે હેલ કરવા જતો છેમ ? હેલ કરવા ! છું

છમજા ! કેશવભાઇ એ તો હારી છે નાગને માથે બીજી કોઇકાઇ ગઇ ! ધનાભાઇ આજે છાંજે મુમ્મઇ જવાના, છુ છમજા.

**કેશવભાઇ**—કપાળ હહ ! તારૂ હારા એમ ઉંચ મુચ ને ભુચ તે વરી મુમ્મઇ જવાતું ઓહે કે આપડા ગોપારને કાગર લખ પછી જા નીતો એવડા મોટા ગામમાં કઈ આથડહે હહરા બેછતી છાનો માનો ? બે દીવછ રેઇને ગીયા.

**ધનાભાઇ**—છીર પટકી મરી જાઓ તો છું થતું અવે આ ધનાભાઇ શબ્દ ફેરવે ! અરે છુ વાત કરો છો હારૂ પરથમીમાં છેકજ અધારૂં વરી ગયું કે હું ! અજ્જુ જાણુતાની ઓર કે ધનાભઇ તો ધારહે તેજ કરહે, છું છમજા.

**કેશવભાઈ**—હમજા મારા દાદા હંધુએ હમજા હારો જડહા જેવો નાહા પોયાંની પેડ જક્કુ લે છે ! તે છોડતોજ નથી. હારા ખુબ યાદ રાખજે કે હેલા જક્કી પાડા જેવી ગત થવાની.

**ધનાભાઇ**—જે ઇછવરે ધારી ઓહે તે થહે ? બી ગીયા હું ? કેછવભાઇ ? એતો માથા મુકવાના કામ છે, છીર જાય કે લાપછી ખાય

**કેશવભાઇ**—કંટાલા ખય તીઆરે ! હારા ! વરી ઉંધુ કરે તો ઉંધુજ થાય.

એ પ્રમાણે બન્ને ભાઇઓની તડાતડી ચાલી રહી છે એવામાં રાંધણીમાં ધુસેલા પટલણ હાથમાં ચાના બે કપ લઇ બહાર આવ્યા. બન્ને ભાઇઓ પાસે એક એક ગોઠવી દુર ખસી ઉભાં રહ્યાં. કેશવભાઇએ કપમાંથી થોડી ચા રકાબીમાં કાઢી ઠંડી થવા મુકી સવાલ કર્યો.

**કેશવભાઇ**—જમના ? આ હારો ? જાનો વરી હું કેતો છે ? હહરો આજે હાંજે મુમ્મઇ જવા વિચાર કરેને હું ?

પટલાણુ—એ.વે ? મોટાભાઈ જુવોને ? કાલ છાંજ ધાંજના એમજ માથા ફેરાવીયા કરતા છે ? ઉંતો હારી હમજાવી હમજાવીને થાકી એમની ધીયાનમાંજ ની ઉતરતું ! ઉં હારી કેતી છેમ જે તમે ગોપારભાયને કગર લખો ? પછી જાઓ તો તે તમને છામો લેવા આવે. નીતો એવડા મોટા ગામમાં ઇમને હું હમજ પડે ? કાં ? જોઉં ? મોટા ભાઇ ! હું હમજ પડે ?

કેશવભાઇ—કપાર હહરાનું ! હારો બબુચક જેવો તો છે ! હારો જડહા જેવો છમજે નઇને છફ્ઇ મારવા જતો છે ! હારા હમજ ? આ બધા કેતા છે તે તારા મનને ઘાછ કાપતાં છે હું ?

ધનાભાઈ—હંધાએ ઘાછ કાપો કે જુવાર હારો ? જોએ તો વાલ વાડો ! તેની છાકે મારે છું છબંધ ! બછ બંદા તો આજે છજેજ ઉપડી જવાના ! છું છમજા !

આ પ્રમાણે ધનાભાઇની ધમાલ ચલી રહી છે એટલામાં નિશાળના માસ્તર જેઓને ત્યાં આપણા ધનાભાઈએ ન્યુસપેપર સાંભળ્યું છે. તેજ માસ્તર નરભેરામ ત્યાં આવી પહોંચ્યા. આપણા માસ્તર નરભેરામ જરા ભણેલા તેમજ દેશ પરદેશની મુસાફરી કરેલી એટલે હુશીયાર અને પટાબાજ તરીકે પંકાતા. વળી આંટી ગુંટીની બાબતોમાં દરેકને તોડ પીપી આપતા એટલે ગામના સૌ લોકોને તે વ્હાલા અને પ્યારા પ્યારા થઇ પડયા હતા આપણા માછતર નરભેરામ ઘરમાં ઘુસ્યા કે બન્ને ભાઇઓ બોલી ઉઠયા. આવો માછતર છાહેબ ! પધારો !

બેછો ! બેછો ! કહી કેશવભાઇએ તકીઓ ગોઠવી આપ્યો. માસ્તર સાહેબ તકીયે બીરાજમાન થયા કે જમના પટલાણે ચાનો કપ લાવી ગોઠવી દીધો.

પ્રિય વાંચક હવે તો આપણા ધનાભાઇના ઘરમાં એક નાનકડી મીજલસ જેવો દેખાવ થઇ રહયો. ત્રણે જણા ચા'ની રકાબીઓ હાથમાં લઇ સુસવાડા અને ફુફાડા સાથે ગટકાવવા મંડયા.

જમના પરભણે સુડી અને સોપારી લાવી હાજર કર્યાં. કેશવભાઇ સોપારીનો ચુરો કરી સર્વ ભાઇઓને વહેચવા મંડયા. ધનાભાઇએ પણ વ્હેલા વ્હેલા પરવારી જઇ એક ખાસો મઝાનો મોટટો બીડો વાળી વિવેક કર્યો

**ધનાપટેલ**—લો, માછતર છાંએબ ? બીડી તાણો !

**માસ્તર**—ઓ બાપરે... આવડી મોટી બીડી ! તોબા ! તોબા ! આપણાથી તો નહિ પીવાય.

( વચમાંજ કેશવભાઇ ચીડાઈ બોલી ઉઠયા )

**કેશવભાઇ**—હત ! છછરા ગમાર ? હારા ગધેડા ! માછતર તે વરી એવ્ડી મોટી બીડી તાણી હકે કે ? ઇમને તો બઠ આમ કેવી નાખ્લી હરખી ! લવંગીઆ બીડી જોઇએ ! લાવ ! લાવ ! હારા ! ઉં વારી આપતો છેમ ?

**માસ્તર**—તો શું યાર ? કેશવભાઇ ? આપણા ધનાભાઇનું કામ જરા જંગલી જેવું તો ખરૂં ?

**કેશવભાઇ**—તો હું ! હારો જડહા જેવો ! કાલ છાંજ ! છાંજનો મુમ્બઈ જવાનેજ માથા ફોડાવીઆ કરતો છે ! વરી આજે છાંજેજ જવાનું કેતો છે ! એ હહરાનું થાય હું !

**માસ્તર**—અરે વળી એમ તે કંઇ મુંબઇ જવાતું હશે કે ? સમજો ! ધનાભાઇ સમજો ! કાગળ બાગળ લખ્યા પછી જજો, નહિ તો ખાલી ખરાબ થઇ જશો ! ખબર વિના તમો અજાણ્યા ત્યાં ક્યાં

અથડાશો ? બે.લો જોઉં ? તમો મુંબઇ જશો ? તે કયા સ્ટેશને ઉતરશો ?

**ધનાભાઇ**—મુમ્મઇના ડેશણે ઉતરા ? હરૂ એટલું પણ ભૂલી જવાનો કે ? હું માછ્તર તમે પણ એ બધાની હાથે મારી મછકરી ઉડાવતા છેઓ !

**કેશવભાઈ**—તોરકુ ? હારા તારા બાપનું ? મમ્મઇનું વરી ડેશણુજ કાં છે ? હદરા ? તે તો ચલીરોટનું ડેશણુ છે ? ચલીરોટનું ? કેમ માછ્તર છાએબ !

**માસ્તર**—જીહા ! સ્ટેશન તો ઘણાં છે. પણ આપણો ગોપાળ ભૂલેશ્વર લતામાં રહે છે એટલે ચર્નીરોડ ઉતરવું ઠીક પડે.

**ધનાભાઈ**—ઠીક છે ! આપણે પણ તેં ચલીગેટ ઉતરહું ? હું છમજ્યા ! જવાના તો આજે છાંજે !

**કેશવભાઇ**—કા ? માછ્તર ? આ હારાનું હું કરીએ ? એ હદરો ? માનતો ની...ને મારો જીવ તો ઉથલ પાથલ થઇ જતો છે ? હારો બછરાઈ ઉંટ જેવો ? તે કેથો રખડી જતો રેવાનો છે ?

**માસ્તર**—અરે એમ ગભરાઇ શું જાઓ છે ? એનો પણ રસ્તો કાઢીએ ? એમાં શું મોટી વાત છે ?

રસ્તો કાઢવાની વાત આવી એટલે તો આપણા ધનાભાઇ ખુશી ખુશાલી સાથે પોકારી ઉઠયા !

**છાબાછ ?. છાબાછ ? માછતર છાએબ ? છાબાછ ?**
**શાઇબો છે રંગ ? છું છમજા ?**

**હુમજાઓ ? હુમજાઓ ? હારા જરઠાઓને ? હારા ઘર કુકડાઓ ?**

માસ્તર—જુઓ ? સાંભળો કેશવભાઇ ? એમને આજે સાંજે જવું હોય ? તો ભલે જવા દયો ? તમે ગોપાળને તાર કરી દયો-કે તે સવારે ચર્નીરોડ સ્ટેશન આવી ઉતારી જશે. હજુ ટાઇમ ઘણો છે. જો ફરમાવો તો હું તારને માટે ગોઠવણ કરૂં ? આપ એમના ભાથા વીગેરેની સવડ કરો. પછી છે કાંઇ વાંધો ?

પ્રિય વાંચક, આવો સફાઇ ભર્યો તોડ સાંભળી દરેક જણ ખુશી ખુશી થઇ ગયા, કેશવભાઇએ માસ્તર સાહેબને ઠેકસ આપી ! જમના પટલણે ઓવારણાં લઇ કડાકા ફોડયા ? આપણા ધનાભાઇ તો ઠેકડો મારી માસ્તરની છેક નજીક આવી બે હાથે ધબોધબ માસ્તરના વાંસાપર આશીર્વાદો ધબકાવવા મંડયા.

છાબાશ ? માછતર છાએબ ? છાબાશ.



પ્રકરણ ૩ જું.



એ હુંશ રાખ. ! તેં હું ભારજે ! !

આટલી બધી ઠેંકસોની વચ્ચે આપણા માસ્તર નરભેરામ તારને માટે સગવડ કરવા ચાલ્યા ગયા. કેશવભાઇએ બે ચાર દુબળાઓને આ બાજુ, પેલી બાજુ દોડાવ્યા. જમના પટલણે રાંધણીમાં ધમાલ મચવી મુકી. ધનાભાઇ પણ ખુશી ખુશી થતા, મલકતા મુખે, ખોંખારાની સાથે ધુમાડાના ગોટા ઉડાવતા ! ઓટલા ઉપર આવી પહોંચ્યા ? સામેથી મોરીયા હજામને આવતો જોઇ પોકારી ઉઠયા.

એ આવજો ભાઇ ! અમે તો અવે મુંબઈ જઈછું ! હું છમજો !

મોરીયો—એ હલામ ! પટેલકાકા !

પટેલ—આવ ? પોર્યા એકીજ્ના ? માથું મૂડાવવું છે ?

મોરીયો—અરે કાકા ? આજતો બુધવાર થીઓ ? તમારૂતો રૈવારે મુડવાનું !

પટેલ—તીમાકું ! હારો જાણુતોની ઓય કે આ તારો કાકો આજે છ'જે—મમ્મદ જવાનો છે !

મોરીયો—હં એમ છે ! આજે છાંજનું જ નક્કી થઉ ? ચાલો ? તીઆરે તો આપડો હંગાથ થવાનો.

પટેલ—કેમ પોર્યા તું પણ મમ્મદ આવતો છેહું ?

મોરીયો—નઈરે કાકા ? ઉતો છુરત જવાનો છેમ ?

પટેલ—તેં હંગાથ હાનો હરો ગધેડા ? હંતો મમ્મદ જવાનો છેમ ? છું છમજ્ઞે ?

મોરીયો—હા હા મુમ્મઈ ? પણ તે છુરત વગર કેં રીથા જાહો.

પટેલ—એમ છે હારૂ ? ચાલો તેં હથે જહું ! છું છમજ્ઞે ? આપણો મોરયો પાણી લાવી પેટી જમાવી બેસી ગયો.

મોરીયો—ચાલો પટેલ કાકા બેસી જાઓ.

પટેલ—બેહુ તો ખરો પણ અજામત એવી બને કે આમ છકઈ છેલ જેવી ! છુ છમજ્ઞે ? બચ્ચા મોરીયા હજામત એવી બને કે બછ આમ તરીખ તરાક છું છમજ્ઞે.

મોરીયો—અરે તમે બેછી તો જાઓ પછી જુઓ છપાટ..

ધનાભાઇ પલાઠી વાળી, પગપર કટકો પાથરી હાથમાં આરસી લઇ મોરીયાની સામે ગોઠવાઇ ગયા મોરીયાએ દાઢી ઝાલી સટાસટ બોલાવતો સવાલ કર્યો ?

મોર્ગીયો—કાકા? તીઆરે તમે તો હારૂ આજે છાંજે મુમ્મઇ જવાનાં કેમ!

પટેલ—હા, હા, મમ્મઇ જવાના!

મોરીયો—ઠીક! પણુ તેં હંભારજો! એ હારૂ કે મોતા કે બારડોલી નથી. તેં તો હારૂ બછ માણુહજ માણુહજ—ને ઘોડા ગાલ્લી ગણુતા થાકી જીએ એટલી; વરી તમે તો તેંના ગાલ્લા જોઇનેજ અઢી પડહો! હારા બરદીયા પણુ કંઇ નીહારા! ને એ કાકા? હેલા વગર હીંગડાના પાડાની ખુબ હંભાર રાખજો! નીતો ભુકાજ ઉડી જહે?

પટેલ—હેં અઇન્ના-વરીએ હું કેતો છે? વગર હીંગડાના પાડા? હારા મેંતો કોઇ દાડે જોયાએ નથી ને હાંભરાએ નથી. હું છમજો? તારાછમ? તારે ગરે આથ?

મોરીયો—નીકઇરા છે કાકા? અમણાજ છરકારે કઇડા છે? તમને હું ખબર છે? વરી હાગને કોણુ જાણે હું પઇને દોડાવતા છે કે ભેંભૂં કરતા આફા! પેલીફા ધુમીયાજ કરે? આપકુને તો જોઇને ચકરી આવી જાય?

પટેલ—હારો બીકણુ? હહરા એવું ઓય તીયારે તો એવા અક્કડ થઇને ઉભા રીએ! કે હારી ચકરી હું આવી જાય? ઉંતો બીઉં! કંઇ નઇ હારાની હામેજ થઇ જાઉં? હુ છમજો? તારા છમ? તારે ગરે આથ?

મોરીયો—અરે ભુકા ઉડી જાય કાકા? એ બધી તમારી છફ્ઇની ચાલે, ઝાઝું કરો તો હેલા ટોપીવારા ધપ્પા મારે ચાર—ને પાધડું આધડું ગબડાવી દે? વરી કાકા? પાડાનું નામ હાંભયરૂં. નાય?

પટેલ—નહી ભાય? હારાનું વરી નામ પણુ પઇડુ છે હું—

મોરીયો—ઓવે ? ઓવે ! હારા તીને મોટાકાર કેતા છે. હમજ્યાં કાકા.

પટેલ—અરે ગમે તેવો મોટાકાર ઓય તો હું થીઉં-? હારા જો જેની ઉંતો છત્તારી હુદ્દા કરા ? હારાના કાન ઝાલતો કને છડી બેહા ? છું છમજો ? તારાછમ તારે ગરે આથ ?

મોરીયો—કાન ઓય તીઆરે ને-હારો બધેથી બોડોબટ જેવો આવતો છે. છરકાર કંઇ કાચી નથી તો ભાથ એવું કંઇ રાઇખુ ઓય તો તો બધાજ છડી બેહે પણ-તાં તો બધું છાફ કલીન છે. નીમરે કાન કે નીમરે ઢીંગડા ને હારાને પુછડું પણ નઇ ? જોઓ એનો તો કાકા ? તો ઉંનો હારો પુંછડેજ ટીંગઇ જતે ? ?

લ્યો આ અજામત બની ગેઇ ? તપાછો ! છે આમ છાફ-કલીન —! લી.........સુ લપાક જેવું.

પટેલે માથે અને દાઢીએ હાથ ફેરવ્યો !

પટેલ—વાહ છાબાછ ! દોછ ખરેખરી બની ગેઇ આતો હારા અમ્મઇનીજ અજામત ! જોતો ખરો પોર્યા ! આ ગાલ હું તકતકે ! હારી દાડી તો લપક ! લપક ! થીયા કરતી છે ! નેએ આ અંઇ તો આથ ફેરવીજો ! ધનાભાઇએ મોરીયાનો હાથ ઝાલી માથા ઉપર ફેરવાવ્યો, મારો હા...રો ? ઉંછીઆર ? ઉછતાદ ? કારીગર ઉછતાદ ! ધ્રમાંતો છક નીભાય !

આ સાંભળી હજામભાઇની ચશ્કી ! મોરીયો ફુલાયો ! ઠાવકો ચહેરો રાખી બેલી ઉઠયો !

મોરીયો—અરે કાકા ! ઉછતાદીની હું વાત કરો છો ! ધનુછ બાગની બીચમાં અચ્છા અચ્છા બાહુકારેને મુડી લાઇખા ! પણ

હઠરાનું પ્રીઝ્મ્મતજ કંઇની હુરૂ છે. નીતો આ મોરીયાભાઇ એ પઇમા હઠી ખોડતે ટેન કેટ લ્યો છલામ !

પટેલ—ઓય મારો છોરો અનરેજી લલકારતો રેહુને હું ? અલ્યા પણે તું આવહે કીઆરે ?

મોરીયો—આપ કો તીઆરે આઉં ? ફરમાવો ઉકમ !

પટેલ—અરોબર છોડા બારે આવ ! વાદરની વચમાં હુંનારાણ થાય તીઆરે હું છમજ્જો !

સલામ ભરી મોરીયો રવાના થઇ ગયો આપણા ધનાભાઇ પણ ઉઠી, પ ઝ્ગી નાવણી તરફ ચાલતા થયા. નાહી ધોઇ પરવારી રંધણીમાં ઘુસ્યા. પટલણની ધમાલ જોઇ ચીડાયા

પટેલ—આ હું બધી ધમાલ કરી મુકી છે ? હાહરી તારે ઘેર કંઇ તાડી હીરી બાડી હીરી આવી ગેઇ હું ! કઇ પાપડ તરી કાઇડા છે ! દેબરાની થોકને થોક ઝીંચી દીધી છે ! એ હારૂં બધું હું ! હું છમજી.

પટલણ—ઓય શું ! મોકાણ મારી ! હારા ચગડોર જેવા ? ખબર ની ઓય કે છોરે મમ્મઇ જવું છે ! ભાથા વગર ખાહે હું !

પટેલ—મરૂં ભાથું છે ! હાં ! કરો ચોકછ લાવો ભાણું પીહરો !

પટલણે ભાણું પીરસી. તઇયાર કરી પટેલ પાસે ગોઠવી દીધું. પટેલ ખાઇ હાથ ધોઇ ઓડકાર ખાતા આગળ પરસાળમાં આવી પહોંચ્યા. એટલે કેશવભાઇ ગુમાણુમ કરતા ઘરમાં ઘૂસ્યા.

કેશવભાઈ—કેમરે ! અઇલા ધનીયા ! આહ્ય ગેલીહા હરીયા કરે તે કંઇ જાઇમો બઇમો કે હારા ઓચ્ચકા !

**પટેલ** —એઇઆ...શું છમજા ? લુંગડાં પેરતાજવાર ?

**કેશવભાઈ**—ઠીક બઉ હારૂ ! કંઇ સાધુ બ.શુ ખાધું ?

(એટલે જમના પટલણ બોલી ઉઠયાં).

**જમના**—મોર ભઇ ઉ તેજ કરતી છેમ ! જુઓ આ હૈયરા કઠનિ છે ! પાપડ ખાંધાનો ચુરો કરી લાઇમો છે ! ગોર પાપડીમાં ઘી પણ ઘણું બધું લાઇખું છે. હાંકે મોટાભાઇ ! એક્રે ખીચરા ખાહે ! વળી આંથણા પણ બાંધતી છેમ !

**કેશવભાઇ**—ઠીક, ઠીક, ' વેલાદર તીયાર કરો વેરા થના આવી છે !

એટલામાં તો આપણા મોરીયાભાઇ ચે–ચું બોલતા જોડા ઠુરી અવી પહોંચ્યા–મોરીયાનો રોફ જોઇ કેશાભ ઇ બોલી ઉઠયા.

ઇ......ચેલ્લે ! મારો છછ . રો ! કંઇ ખુબ રોપમાં ફરતો હૈતું ને શું ? કેથે જતો છેહું પેર્યા !

**મોરીયો**—કેછવકાકા હું હુરત જતો છેમ ?

**કેશવભાઇ**—ચાલો તીયારે તો છતર આનાને બે પંઇ ઉપર–! જો હાંભર પેર્યા આ તારા ધરાકાકા મુમ્માઇ જતા છે ! તીને હાથે રાખજે–ને હુરતથી હેલી ગાડીમાં વોરે બેહાડી દેજે નીતો અ હારો તો રાભા જેવો છે ?

**મોરીયો**—તેટલા દોઢતી તો આછવો છેમ ? બરાબર ચોવછ બેહાડી દેવા ચાલો અને તાકીદ કરો ? ટેમ થના આવી છે.

**આપણા ધનાભાઇએ કપડાં પહેરવા માંડયાં. રેશમી કોરનું ધોતીયું દોટીની કસોવાલી બંડી ? ઉપર દોટીનું જ બદન તે ઉપર નાનકલાકનો અંગરખો ચડાવ્યો પાઘડી હાથમાં લઇ સાફસુફ કરી માથે ગોઠ િ**

આરસીમાં જોઇ આ બાજુ પેલી બાજુ ફેરવી પણ કંઇ મન માન્યું નહી એટલે ધનાભાઇએ પાઘડીને ધોક્કર આપવા માંડયો.

ધનાભાઇ—હારી આજે વરી તને હું વાંકું થીયું છે ! કહરી ફીયારની મશ્કરીઆ કરતી છે ! અમણાહી ઝાલીને અફારીજ લાખા.

પાઘડી બીચારી ઉડી ગઇ. એકદમ ડપ દઇને માથા સથે ચોટી ગઇ. ધનાભાઇ ખુશી ખુશી થતાં ઉઠી ઉભા થયા. બારણાં પાસે આવી જેવે જોડમાં પગ ઘલ્યો કે કેશવભાઇ બોલાઇ જઇ બોલી ઉઠયા

કેશવભાઇ—મેર છોકરા ગધેડા હારા બબુચક આવા જોડા પેરીને તે હાઉ મુમબઇ જવાતુ ઓહે કે હારા કાઢી લાખ કાઢી લાખ

ધનાભાઇ—તીઆરે પેરૂં હું ! છોકરો મુંઅર ! આપી ગીયો તે હવરા મોચાંત તો પાણીનું ટીપું નીઓય તાં વાડવો જોઇએ. હુ છમજ્ન. હારાએ બધા છવાદ બગાડી લાઇખો !

કેશવભાઇ—અરે હું એમ બી ગયો ! હારૂ ! એમ તે હું કંઇ છેકજ છતીયાન છ વરી ગયું છે હું જાતો પોયાં પેમલા દોડનો દેકરા આપડે ઘેર તારી કાકીને કીયે કે હેલો કાલે નવો જોડો તેલ પાઇ અડારીમાં મુઇકો છે તે આપે નો.

પેમલો ઉતાવળો ઉતાવળો ચાલતો થયો એટલે કેશવભાઇએ ધનાભાઇને શીખમણ દેવા માંડી.

જો જે હારા તે હંબારજે ગાડામાં ઉંગતો નઇ નીતો કંઇનો કંઇ તણાઇ જહે ! એતો હારી ગાડીનું કામ રાત ને દાડો ચાલીયાજ કરે વળી ઠાયરો હાચવજે ?

પેમલો જોડા લઇ આવી પહોંચ્યો વ્હેલા વ્હેલા કેશવભાઇએ હાથમાં લઇ ધનાભાઇના પગ પાસે ગોઠવી દીધા. ધનાભાઇએ મોંહે

પગ ઘાલ્યો અને ગોઢું કટખું કરી પાછો ખેંચી લીધો. કેશવભાઈ બોલી ઉઠ્યા.

કેમ ! કેમ ! હું થોડું જાય ?

**ધનાભાઈ**—હારો જરા નડતો છે શું છમગન.

**કેશવભાઈ**—તીમાં એમ બાયલા જેવે બી શું ગયા ! હાબા હુબાને હેકેલી ઘલ. એનો ધીરે રેઈને બન ભેદતું આવી રેહે !

કેશવભાઈના કહેવા પ્રમાણે ધનાભાઈએ જોર કરી જોડા ચઢ્યા સૌ બારણું આવ્યા. પેમલા દુબળાએ સરસામાનનો કોથળો મફામાં મૂકી દીધો ધનાભાઈ સૌને આવજો હાચવજો વગેરે શબ્દો કહેતા મફામાં બીરાજમાન થયા. મોરીયો પણ ગોઠવાઈ ગયો.

એ આવજો ! મોને બોલાવજો ! કાગર બાગર ! લખજો વગેરે અનેક તરાહની કોલાહલ વચ્ચે પેમલા દુબળાએ માફો ચાલતો કર્યો. ઘનન-ઘનન ઘુઘરા ખખડાવતા બળદો ચાલતા થયા એટલે કેશવભાઈએ મોટેથી ધનાભાઈને ભલામણ કરી.

**એ હારા શાભા ! તેં હુશારજે ! !**



## પ્રકરણ ૪ થું.



## એ છલામ પટેલ કાકા ! આવજો !



પ્રિય વાંચક, આ જાય પેલો જાય કરતાં માફો પાદર બહાર નીકળી ગયો. પેમલા દુબળાએ ગોધાને લલકારી લેવા માંડ્યા. પટેલ અને મોરીયો વાતે વળગ્યા.

વીગેરે અવાજોના પોકાર વચ્ચે ટન ટન. ટન ટન. ઘંટાનો ઘોષકર્ણ ગોચર થયો. સીટ સીટ સીટીની સાથે ગાડી ચલતી થઇ! આપણા ધનાભાઇ સવડ કરી પ્લાટ ફોર્મ ઉપર પાઘડી બાજુમાં રાખી બેસી ગયા. ખીસો મઝાનો બીડો વાળી સળગાવી ધુમાડાના ગોટા ઉડાવતા બોલી ઉઠયા!

**પટેલ**–જોયુ પોર્યા! આપણુ છંચા કેવા બનાઇના છે હારૂ ની જોઇએ થોડુ કે ની જોઇએ ગધેડુ ચાવી ચઢાવી કે બસ સુરરરર... સપ દેતુ ચાલ્યુ! શું છમજ્યો!

**મોરીયો**–તો હું હારૂ એ કાકા આપણી ગાલ્લીનું અંજર કંઇ ચાવી આપ્યાનું નથી, ઇમાં તો હારા કોલછા બારીને દોડાવતા છે.

**પટેલ**–હં એમજ દેહુ મોરીયા આપડી રેકડીને ઇની હાથે મેલી ઓય તો હું વેઢ થાય કોણ છરત જીને.

**મોરીયો**–અરે રેકડી બેકડીના ભૂકા ઉડી જાય. ને બેળતાના બાર વાગી જાએ કાકા જોજો જડહા જેવા કોઇ હાડા એવું કરતા નીતો પરછોતમ દાદાને પાણી પાવા પોંકી જહો

એ પ્રમાણે ઠઠા ઠીઠીમા ચલથાણુ સ્ટેશન આવી પહોંચ્યુ ગાડી ધીમી પડી એટલે ધનાભાઇ બોલી ઉઠયા.

**પટેલ**–કેમ કેમ હરી આ આમ ડચક ડચક ચાલવા માંડી? કંઇ ખીલી બીલી નીકરી ગઇ કે હું–જો તો પેર્યા.

**મોરીયો**–અરે નઠરે કાકા! એ તો ચલથાણુનું ટેછાન આ ઇતુ! અંઇ પાછી હારી ઉભી રેતી છે તો!

**પટેલ**–હં તીમાંજ ઉ તો હારો જાણું—કે કઇ આંક બાંક બાઇગીો કે હું. શું છમજ્યો.

એટલે તો સફરરરરરરરર......દેતી ગાડી ચાલતી થઇ કેમ કેમ આ હારી ન ઠી હેલુ ઝાડ દેખી ભાકી કે હું જોતો પોર્યા.

મોર્યાચો–હારા તમે તો છેક ડફેર જેવાજ દેહુ બેઠા તીયારના હારા ગાંડા જેવાજ થઇ ગીયા છો. હારૂ એટલામાંજ આમ બાવરા બની ગીયા છો. તો તો મમ્મઇમાં તમારા હું વેહ થહે કાકા ડચુ વહ્લુ થેઇ જતું રેવાનું છે જો.

પટેલ–અરે હું વહ્લુ થૈ જાય હારાને એવું જોરથી ભીડી રાખું કે બચ્ચ દુછમન માફક છું જાણજો.

મોર્યાચો–તે તો તાંજ ખબર પડહે તો! પાછા આવછો તીયારે છલામ કરહું.

પટેલ હું પોર્યા મોરીયા આ હંધા લોકો વાત કરતાં છે કે મમ્મઇ ગામમાં વાડાનું તો નામજ ની મરે, તીઆરે હારા ઢોર કંઇ ચરતા ઓહે ઢોર.

મોર્યાચો-હત તમારી કી..... મુમ્મઇના ઢોર તે વરી ગાહ ચરતા ઓહેકે અરે એ તો હહના આમ રેવું કેવું ખાઇ!

એમ ગપ્પામાંને ગપ્પામાં ગાડી ઠેઠ સુરત સ્ટેશનની નજીક આવી પહોંચી મીલોનાં ભુંગળાં અને મોટું ટાવર દેખાવા માંડયું-આંગળી વતી મીલનું ભુંગળું બતાવી ધનાભાઇ બોલ્યા.

પટેલ–અધધધ......બાપ.. એહે...લુ ઉંચુ! ઉંચુ ને ધેરૂ! ધેરૂ! હું દેખાતું છે!

મોર્યાચો-(સુકીઠોકી) એજ હુરત એટલી પણ ખબર ની દેહું-જાઓ-જાઓ પટેલકાકા તમે તો છેક ગદ્ધા જેવા છો!

પટેલ–કેમ હારા ફાઇટા કે હું હારા ગધ્ધો તારો બાપ હહરા મને હું ખબર કે હારૂ હુરત આવું છે આ તો હારૂ ઉંચુ ઉંચુ ને

લાંબુ તુરીયા જેવું છે આવું હુરત આતો કંઇની હાર ! ધ-તેનેરીકો હું છમજો એટલે તો ધરરરરરર.........કરતી ગાડી સુરત સ્ટેશન ઉપર આવી-ઉભી -હી મજુર ! મજુર ! શેઠ મજુર ! એ હરીલાલ આ બજુ વીગેરે અનેક તરાહની કોલાહલ મચી રહી મોરીયાએ પટેલને કહ્યું !

મોરીયો—એ કાકા ? હુરત આઇવું !

પટેલ—એમ લે તીયારે આ પાઘડી ઝાલ ! હું બેઇની ઉંચણુ કરી કોથરો ઉપાડી લેનો છેમ હું છમજો !

મોરીયો—ના, હુકામ મજુર કરી લેહુ ! ચાર પઇહા ઉડ ડી લ ખહુ !

પટેલ—નઇરે ભાય અ-લે કેછ્વાભાઇએ કએલ તેમજ કરવાનો.

મોરીયો—ઠીક ભલે લાવો.

એ પ્રમાણે પઘડી મોરીયાને આપી માથે કોથરો ઉપાડી ધનાભાઇ ચાલતા થયા. ધીરે ધીરે ધક્કા ખાતુ સરલસતાન દાદરો ઉતરી દરવાજા ઉપર આવી. પહોંચ્યુ-માસ્તરને કસીમાં બાંધેલી ટીકીટ બતાવી આપણા ધનાભાઇ બેલ્યા !

એ છલામ. માછતર છ એબ ! અમે તો મમ્મઇ જતા છીએ ! હૂ છમજા ! આ પોર્યા પાછે પાઘડી છે-ને મારી-છે માથાપરના કોથરામાં ઢેમરા ! તરેલા પાપડનો ચુરો ! ગોર પાપડી ને બે ચાર જાતના આથાણાં છે ! બે લે' હૂં વીચાર છે ! છોકુ ! નાછનો કરવો છે.

માસ્તર એકદમ ચીડાઇ ગયા.

ઓ યુ ડેમ રાસકલ.

ફરી એક ધકકો માર્યો એટલે ગપ દઇને આપણા ધનાભાઇ દરવાજા બ્હાર નીકળી ગયા. મોરીયો પણ ટીકીટ આપી પાછળ સરકી આવ્યો.

ધીરે ધીરે ધનાભાઇને કુવા પાસે લાવી કોથળો ઉતરાવી મોરીયો બોલી ઉઠયો !

**મોરીયો**—એ કાકા ! લાવો લોટો હું પાણી ભરી લાઉં–તમે જરા નાછતો બાછતો કરી લો પેલી હારી અમણા આવી પોચશે ?

પટેલે મોરીઆના કહેવા મુજબ લોટો કાઢી આપ્યો મોરીયો લોટો લઇ-ચાલતો થયો. એટલે ધનાભાઇએ નસ્તાના બે ભાણા તૈયાર કર્યાં મોરીયો આવી પહોંચ્યો બન્ને જણા નાસ્તો કરવા બેસી ગયા.

આપણા ધનાભાઇએ ઉતાવળને લીધે ઢેબરાં ભાંગ્યા વગરજ આખુંને આખુ કાસીફુસી મોઢામાં ધરેલી દેવા માંડ્યું મોરીયો પણ વખણી વખણી ગોળપાપડી ગપાગપ ગટકાવવા મંડયો એટલામાં ટન-ટન-ટન-ટન-ઘંટાનો અવાજ સંભળાયો મોરીયો બોલી ઉઠયો

એ કાકા ઉતાવળ કરો હેલી આવી પોચી

પટેલે એકદમ હાથ ધોઇ નાંખ્યા. મોરીયો પટેલની રહેલી ગોળ પાપડી ગલોફામાં ઘલી લોટો લઇ ચાલતો થયો ઉપર ધુંધનાડા બોલાવતી ગાડી આવી ઉભી રહી. મોરીયાને ગોળપાપડી ચાવતા વાર થઇ એટલે ધનાભાઇનો ગભરાટની સાથે બકબકાટ ચાલુ થયો.

**પટેલ**—એ હારો ગીઓ કંઇ ? હહગે રવડાવી મારશે કે હું ! છે હારાનું અજુ-ઠેકાણું ! ઓ તારૂં છતીયાનાછ થાયરે મોરીયા આ હારા હ્યાં રહડી ચાયશા ! ઉં છેહલો જાતા તે બેહાઓ કંઇ ! એથીયું હુ-હહરીનો કેથે માથુ મુડવા બેઠો ગયો કે હું ?

એટલામાં ટનટન, ટનટટન ફરી ઘંટો વાગ્યો અને સામેથી મોરીયો દેખાયો આવી પહોંચ્યો એટલે તુરત ધનાભાઇએ વધાવવા માંડયો.

એ હારા ગબરડી કાઢ ! ગબરડી ! હારી ચાલી જતી છે ! ફાંફલો ફાંફલો મોરીયો આવી પહોંચ્યો એટલે તુરત ધનાભાઇએ વધાવવા માંડયો.

કંઇ ગયેલો હારા ગદ્ધા ! હેલી તારી દાદી કીયારની આવીને ઉભા રહી છે. તે શરમ રાખવાની ઓહેં કે ! હદરા કેટલા ઘટા વાલગા હારા બેરો હું હા ચાલ ઉતાવરો નીતો રહી જવાનો–છું છમજો !

મોરીયો—પાછ લેતા ગીએલોરે કાકા ! ધરો તો હારો પાંચ મીનીટનો થયો ! ચાલો ચાલો, જલદી કરો તમોને બેછાડી દઉં.

ઉતાવળા ઉતાવળા બંને જણા દરવાજા નજીક આવી પહોંચ્યા–ટીકીટ બતાવી બંને પગથીએ દાદર ચ્હડી ઉપર આવ્યા. એક ઉપડા બારણાવાળા ખાનામાં ધનાભાઇને બેસાડી મોરીએ બારણું બંધ કર્યું સીટ સીટ, સીટીની સાથે એન્જીનનો વીશલ થયો અને ગાડી ચાલતી થઇ-મોરીયાએ પટેલને સલામ ભરી.

**એ સલામ પટેલ કાકા આવજો !**

## પ્રકરણ ૫ મું.

### હુત તારા પરમેહરની ! કંઇની હારો

પ્રિય વાચક, પવનવેગે ગાડી સુરતનું સ્ટેશન છોડી પસાર થઇ ગઇ. મોરીયો ટગર, ટગર જોતો વીલે મોઢે પાછો ફર્યો. આપણા ધનભાઇ મુંબઇ તરફ ચલતા માંડયા.

ધનાભાઇના કમ્પાર્ટમેન્ટમાં તેઓ સાથે ફક્ત ત્રણજ પેસેન્જરો હતા. જેમાં એક ચરોતર જીલ્લાના પાટીદાર ગૃહસ્થ મોહનલાલ અને બીજા તેઓના મિત્ર ભુલાભાઇ હતા ભુલાભાઇ પણ પાટીદાર જ્ઞાતીના એક એજ્યુકેટેડ-જુવાન હતા. આ બંને પાટીદાર ગૃહસ્થો જ્ઞાતિ અભિમાન સારૂ ધરાવતા–ભાઇઓની જીંદગી સુધારવા તેઓએ એક

**પાટીદાર સુધારક સમાજ** સ્થાપી હતી. જેમાં પ્રમુખસ્થાન અને સેક્રેટરીનો હોદ્દો આપણા મોહનલાલ ભોગવતા.

આ બ'જુ ધનાભાઇ તો બેઠા ત્યારના કોથળો ખોળામાં રાખી -એકીટસે બત્તીની સામે ટગર ટગર જોઇ રહ્યા છે.

આ નવા મેકરના માણુસને જોઇ આપણા મોહનલલ અને ભુલાભાઇ વીચારમાં પડી ગયા. ઝટ ફેંસલો લાવવા મોહનલાલે ધનભાઇને પ્રશ્ન કર્યો ?

**મોહનલાલ**—ભાઇ આપનું નામ શુ કયાં પધારો છો.

**ધનાભાઇ**—મારૂં નામ ધનો અન મમ્મઇ જતા છીયે ભાય.

**મોહનલાલ**—ઠીક ભલે કયાં ઉતરવાના છો ?

**ધનાભાઇ**—એ હારૂ તેજ તો હેલુ હુ કેવાનુ છે ચણી...ગેટ ચહીગેટ.

મોહનલાલ અને ભુલાભાઇ હસી પડયા વધારે જાણવાની જીજ્ઞાસાથી મોહનલાલે ફરી ધનાભાઇને સવાલ કર્યો.

**મોહનલાલ**—ઠીક ત્યારે તો આપણો સંગાથ છે. વ રૂ મુંબઇ શા માટે પધારો છો કયાંના રહીશ છો ગાને કેવા છો.

**ધનાભાઇ**—ઓ બાપરે હારૂ આટલુ બધું લાંબુ લપસીદાર જેવું પુછો તે ઉ હારો ગામડીયો હી રીતે જવાબ આલુ તમે તો માસ્તર છેઓ ને ઉનો હારો ગામડીયો છેમ હું ઝમજ્યા જો એક એક પુછો તો વેરે ખુલાછો કરૂં.

**મોહનલાલ**—ઠીક ભલે ભલે ભાઇ ગભરાશો નહિ લ્યો એક એક પુછુ આપ કયાંના રહીશ છો.

**ધનાભાઇ**—હુરતની પાછે બારડોલી કછબાના મોતા ગામમાં રેતા છાએ હું ઝમજ્યા ?

**મોહનલાલ**—શી ન્યાત છો ?

**ધનાભાઇ**—કણબી ! હેલી પટલીયા કેવાતા છેને તે છું છમજ્યા ?

કણબી શબ્દ સાંભળ્યો એટલે આપણા મોહનલાલ તો સડકજ થઇ ગયા. હમવનું કોણ જાણે કયાં ખસી ગયું અને હાથ અને હુકેના સુસસકાર નીકળી ગયા

આવો મઝાનો તાકડો કંઇ આપણા ભુલાભાઇ ચુકે એવા નહોતા તુરતજ જુવાને ટચકો કર્યો

**ભુલાભાઇ**—લ્યો ભઇ એ તો તમારા જ્ઞાતી બંધુજ છે. કરો ભાઇ સાથે સમાગમ કે ઉધડે આંખ સુરત અને સુરત જીલ્લાના પાટીદાર બન્ધુઓના કારભાર કેમ ચાલી રહ્યા છે ? કેમ મારા મોહનભાઇ મૌન્ય ધારણ કર્યું. બોલો તો ખરા મારા પાટીદાર સુધારક સમાજના સેક્રેટરી સાહેબ, કેમ આમ સુઠ ખઇ ગયા, પુછો તો ખરા ભાઇને કે તેઓ 'લેઉવા પાટીદાર છે કે કડવા ?

**મોહનલાલ**—ઠીક ભઈ ઠીક કરો મશ્કરી તમારો વખત છે વારૂ ધનાભાઇ આપ લેઉવા પટીદાર છો કે કડવા ?

**ધનાભાઈ**—કોણ હારો કડવો છે એ કડવાનું તમારે તે છુ છમજ્યા અમે તો છારા માણુહ છીએ ખબર ની ઓય—અમારી તો મો .....ટીનીવાત છે ને એવુ હારૂ કે બછ આમ બારમાપર બારમા ઉડે—લાકુ હેલા ગોર ગોર ? ને ગધરા ગધરા આવતા છે તે ? હારા લડવા ? છુ છમજ્યા ને વરી હુરતના છપાટા ની હાંભરા ઓય ? તોતો એવું હારૂ આમ—બછ દોહો મરી ગીયા કે ધારી દુપ્પાક ? દોછી મરી ગઇ કે મગજ દુપ્પાક ? છું છમજ્યા ? ને વરી એવુ હારૂ કે વઉ પછંદ ની પડી કે હેલા કાગરીમાપર છઇ કરી દેવાની કે ખલાછ. બુદ્દાહેવા છું છમજ્યા ? છે તમારે તે એવું ! ધંદા ઓય તીયારે !

આ મેટું લાગુ ને લાંબુ લેક્ચર સાંભળી મોહનલાલ અને ભુલાભાઇ ખુબ હસ્યા, હસતા હસતાજ મોહનલાલ બોલ્યા.

**મોહનલાલ**—ભુલાભાઇ ? આ ગમાર કહે છે શું ?

**ભુલાભાઇ**—સત્ય કહે છે ભાઇ. અક્ષરે અક્ષર સાચો કહે છે મરણની મુબારકબાદીની મો......ટી ન્યાત જમાડે તેનું નામ બડેખાં ? વળી બે ચાર બૈરી બદલે ત્યારે તો સુરતના પાટીદાર ગ્રહસ્થની ગણત્રીમાં આવે ? ભાઈ સુરતની મુરત પાપાએ તું પીજણ તો ઘણું લાંબુ છે વળી આગળ કોઇ વખત નવરાસમાં વાત

**મોહનલાલ**—વાહ ઠીક ભલે' ભુલાભાઇ ? મારા ધારવા પ્રમાણે સુરતના લેઉવા પાટીદાર કરતા અમદવાદી કડવા પાટીદાર કાંઇ સુધરેલા ખરા ?

**ભુલાભાઇ**—તો' વાહ વાધો શુ બિચારા લેઉવા પાટીદાર બધુઓએ મરણની ભોજન કીધાનો પ્રચાર બંધ કર્યો ત્યારે આપણા સુધરેલા ભાઇઓએ દશાના લાડવા અને અગીયારમાના દુધપાક પુરી ઉડાવવા શરૂ કર્યા કહો કેવા બહુ દુર બંકા

**મોહનલાલ**—શું કહ્યું ભાઇ દશા અને અગીઆરમાં તે વળી શુ !

**ભુલાભાઈ**—એ બધીએ હું તમને આગળ મુંબઇમાં કે ૭ દીવસ ફુરસદે વાત કરીશ. હાલ તો આ બિચારા ગામડીઆ ગમારનો કોથળો ઉતરાવો નહિ તો મુબઇ પોંચતાં અડધો થઇ જશે.

**મોહનભાઇ**—ભલે ભાઇ જેવી આપની મરજી ! ધનાભાઇ આ કોથળો ખોળામાથી નીચે મુકી દયોને. ખાલી શા માટે ભાર ઉપાડી રહ્યા છે.

**ધનાભાઈ**—હું કેતા છેઓ ! કોથળો નીચે મુકું ? હાહરાઓને ખબર ની ઓય કે અંદર જોખમ ભરેલું છે.

મોહનલાલ—એમ બીજાઇ શું જાઓ છો જોખમ હેય તે કાઢી ઓસીકે મુકો. પણ બીજું સામાન તો નીચે રાખી દયો. ભલા માણુસ તમને બેસવુ સુગમ પડે.

ધનાભાઈ—અં-હં-નીરે ભાઇ હારૂ બધુજ જોખમ? કાકુ છુ ને રેવા હું દઉં.

મોહનલાલ—વાર એટલુ બધું તે શું જોખમ આખો કોથળો ભરી ઉપાડી લાવ્યા છો?

ધનાભાઈ—હું કેમ હારૂ? જુઓ ગણો ઢેબરાં છે? તળેલા પાપડનો ચુરો છે! ગોરપાપડી છે? વરી બેચાર જાતના આથણાં છે છું છમજા?

મોહનલાલ—બધુ સમજા મહેરબાની કરી રાખી દયો કોથળો નીચે મુકી દેઓ તમારા એ સામાનનું જોખમ મારે માથે. તમને તમારો કોથળો ચર્નીરોડના સ્ટેશને સહી સલામત સોંપશે પછી છે કાંઇ વાંધો લ્યો આ વચન.

મોહનલાલે ધનાપટેલને વચન આપ્યું એટલે કોથળો નીચે મુકી પટેલ બત્તી સામે આંગળી કરી બોલી ઉઠ્યા—

એ હાય ઓ હે......લુ લપક લપક થીયા કરતુ છે તે હુ છે હારૂં કીયારનુ ઉ બેઠો તીયારનુ લપકીયાંજ કરતુ છે! ભલી ભલી જાતના જાનવર જોયા પણ આ વું તો હારૂ દીઠેલુજ નઇ! છુ છમજા? હારી વીલાતી ચકલી છે કે હું!

મોહનલાલ અને સુલાભાઇ ખડખડ હસી પડયા.

વાહ ખુબ કરી ધનાભાઇ આખર કરી ખતમ કરી નાખી તમારા જેવો પેસેન્જર અમને અમારી જીંદગીમાં મલ્યો નથી. હસવી હસાવી

અમારો જીવ લેવા ધાર્યું છે કે શું છે ? ભલા માણસ એ તો બત્તી છે બત્તી હવે.

**પટેલ**—એમની ? ધુમો કંઇ નીનીકરતો, ગાછતેલના ખડીયામાંથી તો ધુમો નીકરે ધુમો ? શું છમજા ? આ તો હરૂ તમે મને ફ્રમાવતા છેઓ.

**મોહનલાલ**—તે આને શું કાંઇ ગ્યાસલેટનો ખડીયો છે જે ધુમાડો નીકળે. આ તો ઇલેક્ટ્રીક ! ઇલેક્ટ્રીક.

**પટેલ**—એમ તારી માની એક અસતરી ફાડુ ? હારી આવી ? વાહરે ભાઇ વાહ ? હાહરી ગડીવારી છરકાર તેં તો કંઇ કંઇ બનાવી લાઇખું દેખું ? શું છમજા.

એટલામાં વાયુવેગે વહન કરતી પેસેન્જર ત્રેન હમણુ સ્ટેશન ઉપર આવી ઉભી રહી. ધનાભાઇ ગભરાઇ બોલી ઉઠયા હારૂ આમ્નુ કે હુ ?

**મોહનલાલ**—નહિ ભઇ આ તો હમણુ છે મુંબઇ તો સવારમાં આવશે હવે સુખેથી સુઇ જાઓ જુવો વખત ઘણો થઇ ગયો છે એમ કહી આપણા મોહનલાલ અને ભુલાભાઇ પોતાના બીસ્તરા ઉપર સુઇ ગયા

ધનાભાઇ પણ એક બાજુ સુતા સુતા વિચાર કરવા લાગ્યા.

હવારમાં હારૂં મુમ્મઇ આવહે આપડે તો તાં રોફ્‌બંધજ ઉતરહુ ? ચાલહુ પણ ફુરતી ! એકજ દાડામાં આખા મમ્મઇને હારાને ઉંધુ વારવુ છે ! હારી હવાર કેમની પડતી ! હારો પરમેહર પણ ઉંધો દેહૂ વેલો હવાર પડનોની ? જો હારી અજુ પડી નઇ—

**હત તારા પરમેહરની ! કંઇની હારો.**

એમ લવારો કરતાં આપણા ધનાભાઇ નીંદ્રાદેવીને આધીન થયા હ્યેઃ સાહેબજી હવે તો મળજો ધનાભાઇને મુંબઇમાં.

# સમાપ્ત.

તૈયારજ છે !   આજેજ ખરીદો   તૈયારજ છે !

ભજવવા લાયક ત્રિઅંકી ઐતિહાસિક નાટક

# કાળો પહાડ

અથવા

## ભારતનું ભાવિ.

કિંમત માત્ર આના આઠ વી પી. ખર્ચ જુદુ

જો તમારે સારાં અને સસ્તાં પુસ્તકો ખરીદવા હોય
તો જરૂર એકવાર ઓર્ડર આપી ખાત્રી કરો

---

વાંચો

આ ચોપડીના જેવીજ હાસ્યરસથી ભરપુર

# અડવો.

મૂલ્ય આઠ આના.

---

મળવાનુ ઠેકાણુ—શ્રી " નવચેતન " પુસ્તકાલય.
ટાવર રોડ, પોલિસ લાઇન સામે, સુરત.

લખો—શ્રી "ગુજરાતી" સાહિત્ય મંદિર,
સલાબતપુરા, સુરત.